કેમ પકડી રહ્યા છો? વાંચો તો ખરા !!!

## પ્લેગના પરાક્રમો વડે

# પ્રજાનો પોકાર.


રચનાર,

રા. રા. મંગળલાલ છોટાલાલ દેસાઇ

—અહેમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

મી. અંબાલાલ મોહોનલાલ ગાંધી.

મુ. અહેમદાવાદ—પંડયા પોળ.

અમદાવાદ—ધી "એડવર્ડ" પ્રિન્ટીંગ પ્રેસ.

ઠે. મુંબઈ બેંક પાસે.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

કીંમત એક આનો.

॥ શ્રી ગણેશાયે નમઃ ॥

# અર્પણ પત્રિકા.

પરમ સ્નેહી રા. રા. મીત્ર

મંજુલાલ ગોપાળભાઈ મહેતા

મુ. ખંભાત હાલ-નવસારી

આ પુસ્તક ફક્ત મીત્રતાના હકમાં આપને ખરા અંતઃકરણથી અર્પણ કરૂં છું તો આશા છે કે આપ બીલકુલ વિલંબ નહિ કરતાં તુરત સ્વીકારી લેઇ સેવકને આભારી કરવા ચુકશો નહિ. તા. ૨૫ માહે એપ્રીલ સને ૧૯૦૨

લી. આપનો સ્નેહાભિલાષી મીત્ર.

ઠે. માહાદેવ પોળ. } એમ૦ સી૦ દેશાઈ

મુ. મહેમદાવાદ.

# પ્રસ્તાવના.

હાલમાં આપણા હિંદુસ્તાન દેશમાં પ્લેગ ઘણી જગોએ ફાટી નીકળી જ્યાં ત્યાં પોતાના પરાક્રમો વડે પ્રજાને ત્રાહ ત્રાહ પુકારાવી આખરે જીવ લે છે. તેથી મરનારની પાછળ તેના અંતરનાં સગાં જે જે પ્રકારના વિલાપો તથા ઇશ્વર પ્રાર્થનાઓ કરે છે, તે સબંધીનુ વર્ણન ગાયનોના રૂપમાં મુકવામાં આવ્યું છે.

હાલમાં જ્યાં ત્યાં અનીતિ વધી ગઇ છે તેનો ક્ષય થાય અને સર્વે લોકો શાસ્ત્રાનુસાર નીતિ મુજબ ચાલી પોતાની જીંદગાની સુખ માં ગુજારે, એ હેતુથીજ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે માટે આ પુસ્તકના છેવટના ભાગમાં મેં જે ભાષણ રૂપી વર્ણન કરેલું છે તેનો અમારા પ્રીય વાંચકો અમલ કરશો તો હું મારો હેતુ પાર પડ્યો એમ સમજીશ.

આ પુસ્તક મારા જુજ અનુભવને લીધે મેં થોડી મુદતમાં રચી બહાર પાડેલું છે. તેમજ આ મારો પ્રથમ અભ્યાસ છે. તેથી કરીને તેમાં રહી ગયેલી ચુકો વાંચકો સુધારીને વાંચશે, એવી હું અંતઃકરણથી આસા રાખુ છું. આ પુસ્તક છપાવવાનો હક જોઇતો હોય તેણે અમને રૂબરૂ મળવું યા પત્રવડે ખુલાસો કરવો.

તા. ૨૫ ૪-૧૯૦૨.

લી. હિતેચ્છુ.

એમ૦ સી૦ દેસાઇ

કર્તા.

# પ્લેગના પરાક્રમો વડે પ્રજાનો પોકાર

---*---

દોહરો. (૧)

આજ કાલ અવનિ વિષે, પ્રગટયો પાપી પ્લેગ.
તેહ તણા સંજોગથી, પ્રજા પામે છે ખેદ.
તેનું વર્ણન આજે હું, કરૂ છું રાખી ટેક
"મગન" કહે મીત્રો તમે, વાંચો રાખી વિવેક.

પ્લેગના દુષ્ટ રોગથી એક વિપ્રનો છોકરો મરી જવાથી તેના સગા સંબંધીઓ વારા ફરતી આવીને ઇશ્વર સ્તુતિ તેમજ વિલાપ કરેછે.--

**બાપ— રાગ-જાતા હું મેં ફાંસાંકો (ગઝલ) (૨)**

હે પ્રિય પુત્ર માહરા તું કયાં જતો રહયો—ટેક.
બાપુને રઝળતો મુકી, ચાલ્યો શું ગયો હે પ્રિય. ૧
મહા મહેનતે મોટો કીધો, પાણી પોષી તુંને
તેનો ઉપકાર નહિ ગણતાં, નાસી શું ગયો. હે પ્રિય. ૨
હતી આસ મુજ ઉરમાં, તે નાશ થઇ ગઇ
શો ગુનો માહરો હતો, જેથી નાશી તું ગયો. હે પ્રિય. ૩
દુષ્ટ પ્લેગને દયા ન આવી શું મુજ રંકની
બાઇ મગનલાલ એમ કહે તું કયાં જઇ રહયો. હે પ્રિય. ૪

**તેની બહેન--- રાગ-લલીત છંદનો (૩)**

અરર બંધુરે કયાં તું ગયો, શું મુજને શું જતો રહયો.
હતી જે મુજને આશરે ઘણી, તુજ વિયોગથી તે રહી જતી.
અરર હાયરે હું કયાં જઇ કરૂ, તુજ વિયોગથી ઘહેલી થઇ ફરૂ.

અરજ ઉરમાં ધારીને અરે, દરશન મુજને દે હવે ખરે.
અરર હાયરે શું હવે કરૂ, તુજ વિયોગથી ઝુરી હું મરૂ.
અરર ઓ પ્રભુ આ શું રે કર્યું, સુખ માહરૂ સૌ તમે હર્યું.
વિનંતી માહરી ઉરમાં ધરો, મુજ બંધુને જીવતો કરો.
દાસ "મગન" ની અરજ ઉરે ધરી, સંહાય કરો તમે શ્રી હરિ હરિ.

**રાગ—બસ જાવ (૨) અહીંથી બાવા (૪)**

દુર જા (૨) દુષ્ટ આ વારી, મેં જાણી કરામત તારી
ભરતખંડની મધ્યે આવી, સૌ લોકોને ફોસલાવી,
નીચ બુદ્ધિ તારી દર્શાવી, કરે છે કેર, લોકને ઘેર, વાળે છે વેર,
લોક સંહારી—મેં જાણી. ૧
મુજ ભાઇ મનુને લીધો, તેં વિચાર મનમાં નવ કીધો
કોઇ થકી લેશ નેવ બીધો;અરે આ વાર, કર્યો સંહાર, કીધી
બેહાલ, બંધુની વારી—મેં જાણી. ૨
મળી "મગન" કહે તુને આજે, કરતો નહિ આવું કાજે
મમ દેશ છોડીને આજે, કાળુ તુજ કર, ફરતો ફર, પાછો તું
વળી. દુષ્ટ આચારી—મેં જાણી. ૩

**તેની મા— રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી (૫)**

પ્રીય પુત્ર લાડકા બેટા થા તું આ વારજી—ટેક.
સર્વે સગાં મુકી એકલો, ચાલ્યો કેમ તું જાયજી. પ્રીય. ૧
એકનો એક પુત્ર તું, પડયો પૃથ્વી પરજી.
તુજ મરણ થકી મુજને, થાય છે પરિતાપજી. પ્રીય. ૨
પાળી પોષીને મોટો કીધો, પરણાવી શુભ પેરજી,
તોય અમને રઝળાતાં મુકી, ચાલ્યો તું આ વારજી. પ્રીય. ૩
હાય વિભુ હવે શું થશે, પુત્ર જાય છે આવારજી

મુજ પુત્રને લીધો તમે, તેથી જીવ ગભરાયજી. પ્રીય. ૪
અમુલ્ય રત્ન મારૂ જે હતુ, આપે લીધુ તત્કાલજી
હાય રત્ન વીણુ શું કરૂ, નથી સુજતી કો દિસજી. પ્રીય. ૫
રત્ન થકી "મગન" થઇ ફરૂ, જેમ મણીધર નાગજી
તે મુજ રત્ન ગુમ થતાં, હૃદય ફાટી જાયજી. પ્રીય. ૬

## રાગ--છોડો છેડો છબીલા જાઓ. (૬)

ઊઠ દુષ્ટ આ વારી, તને કહુંછું પોકારી, કીધો મારા પુત્રનો સંહારે-ટેક
દુષ્ટ અતિ તુનેછે વિકાર, દયા કીધી ન મનમાં લગાર. ઊઠ--૧
ગામો ગામ ફરેલા, બહુ મદથી ભરેલા, દુષ્ટ ભુલાવે સૌનું તું ભાન
ગર્વ ધરી ફરેછે નાદાન, ગણે સારા નરસા સૌ સમાન. ઊઠ--૨

**સાખી**-હે ગોઝારા દુષ્ટ તું, જાને બીજે દેશ,
તુજ પગલાં ટળવા થકી, સોસે સઘળો કલેશ,
જા દુષ્ટ અહીંથી નાદાન, મુખ બાલ ત્હારૂ હે સેતાન
નહિ તો થાશે ત્હારૂ અપમાન, ઊઠ--૩

પત્નિ— **રાગ-સીતાજીના મહીનાનો (૭)**

મારા પ્યારા પીતમ અરે હાય, ઊંડા તમે આ સમે.
મુજ અબળાને મુકી આમ, ચાલ્યા શીદ હાય તમે
શો ગુનો પડ્યો મુજ રંક તણો, સ્વામી કહો ખરે
જેથી જાણું ખરૂ વૃત્તાંત, અને સંસય સૌ ટળે.
આપ વિયોગ થકી હવૈ હળ, ચિંત્તાગ્નિ વ્યાપિઓ,
સુજ પડતી નથી અરે કાંઇ, આવ્યો પ્લેગ પાપિઓ.
આશા હતી મુજ મનડાની માંહે, પીયુના સંજોગની.
પાપી પ્લેગના કર્મ થકી, થઇ ગઇ વિજોગની.
જોબન જુકી રહ્યું છે હાય, વિરહ વેદના બહુ દમે.

માણનારના મરણ થકી, હવે શી રીતે સમે.
અરે હાય વિભૂ અરે હાય, આતે તમે શું કર્યું
મુજ નીરદોષીનું સુખ, આજે તમે સૌ હર્યું
કાપી બેસવાની મારી પ્રળ, કલ્પરૂપી વૃક્ષની
અરે હાય હરૂ હવે ક્યાંએ, રહીશું તુજ પક્ષની
પીયુ મરણ થકી મોટું દુઃખ, થયું આજે નકી
"મગન" કહે થયા આવા હાલ, પલેગના પ્રાક્રમ થકી.

**મીત્રો— રાગ-સ્વામી શરીર સોસાઇ ગયું (૮)**

પ્રીય મીત્ર હાય માહસ. ઉઠો તમે આ સમે —ટેક
આપને મલવા કારણે, આવ્યા છીએ અમે પ્રીય. ૧
રમતા રૂડી રીતથી, ભણતા સારી પેર
કલેશ કુસંપ સર્વે તજી, રહેતા નીજ ઘેર પ્રીય. ૨
પાંચે ઘરથી નીકળી, જાતા બાગ મોઝાર
બાગ બગીચાની વિષે, ફરતાતા સૌ યાર પ્રીય. ૩
જમતા ભેળા ખંતથી, મળી મીત્રો તમામ
આ વખતે અધીરા બની, પડયા છો કેમ આમ પ્રીય. ૪
મહેર કરી મમ મીત્ર ઓ, ઉઠો આણીવાર
"મગન" કહે સર્વે મીત્રને, ઉઠી કરો હોંશીયાર. પ્રીય. ૫

**રાગ—બાપુએ બે હાલ કીધા (૯)**

માજીએ કોપજ કીધો, અવગુણ અમારો ઉર લીધો —ટેક
ધીક્કાર અપાર, મમમતિ અતિનાદાર, અરે આ વાર
પરમ દુઃખ દીધાં—માજીએ ૧

**સાખી**—સદ્દગુણી મીત્ર જે હતો, મનુ કરી ગુણ ચાર
વણ અપરાધે તેહનો, કર્યો આપે સંહાર.

કર્યાં સંહાર, અરે આવાર, કરી નહિ વાર, વણુ વાંકે તેને લીધા.
માજીએ. ૨

**સાખી**—જગત જનુની માતરૈ, અમે તારે આધાર
મમ મીત્ર સજીવન કરો, વદીએ વારંવાર.
ઉઠો આવાર, લ્યોને સંભાલ, કરો સુખ સાર, ઉપકાર ઘણેરો કીધા.
માજીએ. ૩

**સાખી**—સર્વે મીત્ર મળી આ સમે, ગુણ આપના ગાય
"મગન" કહે દર્શન થકી, પાપી પાવન થાય.
પાવન સૌ થાય અરે ઓ માય, કરોને સહાય, અમૃત કુંપ જેથી દીધા.
માજીએ. ૪

## રાગ—ક્ષત્રી કલંકનો. (૧૦)

જા અહિંથી દુષ્ટ પાપી ચંડાલ, બતાવ નહિ મુખ તારૂં રે—ટેક.
માજી લેશે તારી સંભાલ બતાવ. ૨
ઘણા મનુષ્યના કરે છે તું ભક્ષ બતાવ. ૩
પણ હમણાં ફુટશે તારાં ચક્ષ બતાવ. ૪
ઘેર ઘેર ભટકી કરે છે તું કેર બતાવ. ૫
ખેર મેર હવે વાળશે વેર બતાવ. ૬
તું પ્રજાને પીડે છે અપાર બતાવ. ૭
રહેમ લાવતો નથી તું લગાર બતાવ. ૮
મેર મેર દુષ્ટ અરે તું મેર બતાવ. ૯
"મગન" કહે માજી કરશે તુંને ઠેર. બતાવ ૧૦

## રાગ--માર માર તલવાર ઉભો જુવે છે શું ? (૧૧)

ધીક ધીક ગમાર તુંને અતિ ધિક્કાર—ટેક.
અતિ ધિક્કાર તુંને અતિ ધિક્કાર. ધીક ૧

પ્રાણથી પ્યારા મીત્ર મહારાનો, ભક્ષના લોભથી કીધો તેં સંહાર.
ધીક્. ૨
ઘર ઘર અને શેરીએ ભટકી, આક્રમ તારાનો કરે છે પ્રસાર-ધીક્ ૩
સારા કે નરતા કોઇ ન નીહારતાં, પુંઠ પકડે છે અરે તું નાદાર-ધીક્ ૪
"મગન કહે તું નાશ અહીંથી, મનમાં સમજી અરે તું નાદાર-ધીક્ ૫

## સર્વે લોકો-- રાગ--વિનંતી ધરજો ધ્યાન. (૧૨)

સાહાય કરો હે મોરાર, સંકટ સમે સહાય કરો હે મોરાર—ટેક.
આજ કાલમાં ચાર વરસથી, પ્રજા કરે છે પોકાર સંકટ ૧
પંચાવને અનાવૃષ્ટિ, અને છપ્પને પડીયો કાળ સંકટ ૨
સત્તાવને શાન્તિ હતી ત્યારે, કોલેરે કીધો કેર સંકટ ૩
અઠ્ઠાવનના અજ્ઞાનપણામાં, કરાવ્યો પ્લેગે પોકાર સંકટ ૪
ખેતરો અને ઘરોની મધ્યે, પડયા ઉંદરો અપાર સંકટ ૫
એવી રીતે અનેક કૃષ્ટથી, થાય મનુષ્ય સંહાર સંકટ ૬
"મગન" કહે મહેર કરીને, ઉઠો પ્રભુ આવાર. સંકટ ૭

## ગીતિ. (૧૩)

સાહાય કરો જગ ત્રાતા, મહેર કરી રંક સેવક પર આજે
ત્રાહ ત્રાહ વર્તે છે, જેથી કરીને સર્વ સંકટ ભાજે
આપ સમાન અવર નહિ, સેવકોને સાહાય કરવા વાળો
"મગન" કહે મહેર કરી, હે વિભુજી સર્વ શોક ટાળો.

સમાપ્ત.

# પ્લેગ દુર કરવાનાં ઉપાયો

પ્રીય વાંચકો હાલના જમાનામાં ઘણાખરા લોકોએ પોતાના આચાર વીચાર તથા ધર્મ અને નીતિનો ભંગ કરી તેની વિરૂદ્ધ ચાલવા માંડયું છે ને તેઓ પોતાનાં મનસ્વીકાર્યો કરવામાં બીલકુલ ખમચાતા નથી. હરેક પ્રકારની વ્યાધીઓ હરકત કરે છે. વળી દેશની પડતી થવાનું આ એક મુખ્ય કારણ છે. માટે સુજ્ઞ જનોએ તેવાં કૃત્યો નહિં કરતાં નીચે મુજબ ચાલવું.

પ્રાતઃકાળે સુર્યોદય થતાં પહેલાં ઉઠી સ્નાન કરવું. ત્યાર બાદ ઇશ્વરસ્તવ યા ખટ કર્મ કરી સુર્ય પુજન કરવું. વળતી પોતાનાં અઘોર કર્મોમાંથી મુકતી થવાની ખાતર પોતાની યથા શકિતી મુજબ વિપ્ર કે અભ્યાગતને દાન આપવું. કારણ આ સંસારમાં આપને ઇશ્વરે જે જે ઇંદ્રિયો આપી છે તેનો ઉપયોગ નીચે મુજબ કરવાથી શોભી ઉઠે છે, સારૂ સારૂ ખાવાથી કે દાંત રંગવાથી કે પાન ચાવવાથી મોં શોભતું નથી પણ વિવેકી વાણી બોલવાથી તથા રામ નામનું રટણ કરવાથી શોભી ઊઠે છે. નેત્રો દેવની મુરત્તિઓનાં દર્શન કરવાથી શોભે છે. કર્ણ ઇશ્વરનું ભજન સાંભળવાથી શોભી ઊઠે છે. શરીર તપશ્ચર્યા કરવાથી શોભે છે. પગ જાત્રા કરવાથી શોભેછે તેવીજ રીતે હાથ પણ દાન કરવાથી શોભે છે. માટે સર્વે જનોએ તેનો અવળો ઉપયોગ કરવો નહિ.

હાલમાં પ્લેગથી તેમજ બીજા કારણથી નાના તેમજ મોટા માણસોના જીવ જુદી જાય છે. તેથી ઘણો શોક ફેલાઇ રહેલો છે છતાં ઘણા અજ્ઞાન લોકો શરમ તજીને તેમનાં કારટાં જમવા જાય છે. એ ઘણી જુલમની તેમજ દીલગીરિની વાત છે. કારણ તે સંબંધી

ના ઘણાં અપવાદો તથા દોષ આપણા શાસ્ત્રોમાં જણાવ્યાં છે. તે તેઓ બીલકુલ જાણતા નથી માટે હવેથી સર્વે બંધુએ એવું અજ્ઞાન પણું તજી દઇને નીચે મુજબ ચાલવું.

૧ પોતાનાથી નાના કે બરોબરીયા માણસનું દશમું અનેં નાત જમવી નહીં

૨ પોતાનાથી મોટા એટલે ૩૫ વરસ સુધીના માણસનું દશમું જમવું નહિ. ફકત નાતોજ જમવી.

ઉપર પ્રમાણે વર્તવાથી તમારે એક ટંક ઘેર વાળુ કરવું પડશે પણ એથી તમને અત્યંત લાભ થશે તેમજ દોષમાંથી મુકત થશો. માટે આશા છે કે મારા સદગુણી અને શાણા સજનો આપ દે તે પ્રમાણે વર્તશેજ.

કોઇના ખરાબ કામમાં ઉભુ રહેવું નહિ. હાલમાં ખટપટીઆ તથા ચાડીઆ લોકો વિશેષ છે, તેઓ સાથે સાવચેતીથી વર્તવું. કારણ તેવા લોકો કોઇ વાટે જનાર માણસને કહે છે કે. તને તારા અમુક માણસે ગાળ દીધીયા તારી બદબોઇ કરી એમ કહી બને જુદા પડયા બાદ પેલો ખટપટીઓ માણસ વગેમાગું ને જેના વિષે ભરાવ્યુ હતુ તેના ઘેર જઇને વગેમાગું વિષે આડુ અવળુ સમજાવી જતો રહે છે પણ જ્યારે પેલા બે વાદી પ્રતિવાદી માણસો ભેગા થાય છે. તે વખતે કંઇ પણ પુછયા ગાછયા વીના વગર નિમીત્તે લઢી મરે છે. માટે હે મીત્રો ? કોઇ પરાયા માણસના કહેવા ઉપર વિશ્વાસ નહિ રાખતાં આપણે જાતે અગર કહેનાર માણસની મારફત તપાસ કરવો કે ખરી હકીકત જણાઇ અ વે કોઇએ એમ ના સમજવુ કે આતો મારો ખાસ માણસ છે તે કોઈ દિવસ ખોટું કહેજ નહિ પણ એમ સમજવુ એ તમારી મોટી ભુલ છે કારણ જે કરે તે પોતાનાજ માણસોજ કરે માટે કોનો વિશ્વાસ લાવવો નહી કે પસ્તાવાનો વખત આવે નહિ.

આ સસાર એક સ્વપ્ન રૂપ છે. કારણ એક રાત્રીમાં આપણે સ્વપ્નામાં અત્યંત સુખ ભોગવીએ છીએ એ પણ જાગી ઉઠયા પછી તેમાંનું કઇ પણ સુખ આપની નજરે પડતું નથી. અર્થાત તે સુખ બીન ઉપયોગી ને વ્રથા છે. તેવીજ રીતે આ સંસારમાં આપણે ગમે તેટલુ સુખ યા દુ:ખ ભોગવીશુ તે સર્વે વૃથા છે. જેવી રીતે સ્વપ્ન મીથ્યા બાદ સવારે જે મુખ કશા કામમાં આવતુ નથી તેવીજ રીતે આ સંસારમાંથી નીકળી સ્વર્ગમાં ગયા બાદ આ તમામ સુખ બીન ઉપયોગી થઇ પડશે માટે. ક્રોધ. ક્લેશ. કુસંપ અહંકાર પાપ ઇત્યાદીક દુર્ગુણોનો ત્યાગ કરવો અને કોઇની સાથે નાહક લઢી વઢીને પાપનો બોજો વહોરવો નહીં ને વહોરશો તો તેની જોખમદારી તમારે શીર રહેશે. જેમકે આ ક્ષણ ભંગુર સસારમાં વાણોતરને તેમનો શેઠ માલ વહોરવા માટે પરદેશ મોકલે છે. તે જો સારો માલ લાવતો નથી યા લાવ્યામાં ગફલત કરે છે તો તેને શેઠ શિક્ષા કરીને પાછો ફરીથી તેને તે જગોએ મોકલે છે. પણ સારોમાલ લાવતા સુધી તેને જંપીને બેસવા દેતા નથી. ને જો પ્રથમથીજ વિચાર કરવાની સાથે કૃષ્ટિ વેકીને લાવે છે તો તેમને તે બાબતતો ધન્ય વાદ આપી પોતાની પાસે રાંખે છે તથા રહેમ નજર રાખી સંકટ સમે સહાય કરે છે. માટે હે મીત્રો જો તમે પ્રથમથીજ ઇશ્વરથી ડરીને ચાલશો અને તમામ દુર્ગુણોનો ત્યાગ કરી શુ કૃત્યો કરશો તો તમારે પણ જન્મ મરણનો ફેરો ટલશે કારણ તમને પણ ઇશ્વરે સુ કૃત્ય રૂપી માલ વહોરવા માટે મોકલ્યા છે તો તમારે પણ પરમ કૃપાઇ પરમેશ્વરનુ મન સંપાદન કરવાની ખાતર સુ કૃત્યો કરવાંજ જોઇએ પણ જો તમે તેને બદલે પાપ વહોરીને જશો-તો તમને પણ શીક્ષા થસે માટે આશા છે કે તમે તમારી ફરજ બ-જાવવા ચુકસો નહી ને શાસ્ત્રનુસાર નીતિ મુજબ વર્તસો.

ધર્મ મીલ્કત અને વિદ્યાની તથા પોતાના ગુણોની ખોટી મમ તા કરવી નહી. વળી કોઇની સાથે દ્વેશ બુદ્ધિ યા ખરાબ નજરથી વરતવું નહી કારણ એથી પોતાની ખુવારી થાયછે માટે હે મીત્રો જો તમે આ ઉપદેશ મુજબ વરતશો તો તમને કોઇપણ પ્રકારની વ્યાધી સતાવશે નહી. તાત્પર્ય કોઇપણ પ્રકારે દુઃખી થશો નહી પણ જો આ ઉપદેશની વિરૂદ્ધ ચાલશો તો અઘોર નર્કમાં પડશો ને તેમાંથી નીકલ વું મુશકેલ થઈ પડશે અને આખરે પસ્તાવું પડશે માટે તેઓ પ્રસં ગ આપ આવવા નહી દયો એવી વકી છે.

વલી જણાવવાને લાચારછું કે આ જગતની વિષે અક્કલના શ ત્રુઓ ઘણા છે તેઓ કોઇના ઉપદેશ ઉપર લક્ષ આપતા નથી તેમ બીજાને ગ્રહણ કરવા દેતા નથી આ સંસાર શું ચીજછે. તેમાં ઇશ્વરે આપણને શી શી ફરજો બજાવવા માટે મોકલ્યા છે. પાપ પુન્ય એ- ટલે શું ધર્માચાર કેવી રીતે સાચવવો વીગેરે બાબતનું તેમને કશુ ભાન હોતુ નથી છતાં જુવાનીના જોરમાં પોતાની મરજી મુજબ વર્તી હાથે કરીને માથે પાપનો બોજો વહોરે છે એ ઘણી અફસોસની વાત છે માટે હે મીત્રો આપ તેમની માફક ખોટી મમતા નહી કરતાં ઉપ ર પ્રમાણે વર્તી અખંડ સુખ લેવા ચુકશો નહી તથા એવા અકલના શત્રુ જે આપની નજરે પડે તેમને આ બાબતનો ઉપદેસ કરી પાપ માંથી મુક્ત કરશો કારણ જો તમે તેમને કંઇ શીખામણ નહિ દયો તો તેઓ ગાડરીઆ પ્રવાહની માફક ચાલ્યા જશે ને દિન પ્રતિ દિન પોતાના પાપના ભંડારમાં વૃદ્ધિ કરશે ને ઇશ્વરને ત્યાં તે બાબતનો જ વાબ દેવો પડશે ત્યારે તેઓ ઘણા પસ્તાશે માટે તેવો પ્રસંગ ન આ વવા દેવા આપ ખાસ કાલજી રાખશો એવી ખાત્રી છે.

——:૦:——

વાંચો તો ખરા ! વાંચશો તો કંઈ પણ લાભ થશે.

શ્રી.

**નામ નોંધાવો !** **નામ નોંધાવો !**

**છપાય છે.**

સોનેરી તક ખોશો નહી. કીંમત લાભ જાય છે.

# પ્રેમકોર ચરિત્ર.

પ્રીય શોખીલા સજ્જનો હાલમાં ઘણાં પુસ્તકો છપાઇ બહાર પડયાં છે પણ વાંચકનુ મનરંજન કરી તેમના હૃદય માં જ્ઞાન રૂપી છાપ પાડનારાં પુસ્તકો થોડાંજ છે. અને જે પુસ્તકો છે તેની કીંમત ઘણી હોવાથી સર્વે જણ લાભ લેઇ શકતા નથી તેથી આ પુસ્તકનો સરવે લોકો લાભ લેઇ શકે તેવા હેતુથી તેની કીંમત ઘણી જુજ રાખી ઉપરનુ પુસ્તક છપાવવાનો ઇરાદો અમે ધરાવેલો છે.

આ પુસ્તક ૧૦ રતલી કાગલના ૪ ફ્રોમોનુ ૮ પેજી કદ નુ સુંદર ટાઇપ ઉપર છપાઇ બહાર પડશે જેની અંદર એક પ્રેમકોર નામની સ્ત્રીએ જે જે કૃત્યો કર્યાં છે તેના આ બેહુબ વર્ણનનો હાસ્ય રસથી ભરપૂર ચીતાર આપેલો છે. એટલુજ નહી પણ એની અંદર હરેક પ્રકારના અજ્ઞાનનો સમાવેશ કરેલો છે જે વાંચવાથી વાંચકોના મન પ્રફુલીત થયા વિના રહેશેજ નહી અને વાંચ્યા શીવાય હાથમાંથી મુકવાનુ મન થશે જ નહી. માટે હે બંધુઓ આનો આ કીમતી લાભ અવસ્ય લેશો એવી મારી ભલામણ છે.

આ પુસ્તક માહે સપટેમ્બર સને ૧૯૦૨ માસ આખરે છપાઇ બહાર પડશે માટે તે દરમ્યાન ગ્રાહક થઇ આશ્રય આપનાર પાસેથી રૂ. ૦-૪-૦ અને પાછળથી રૂ. ૦-૮-૦ લેવામાં આવશે વલી બહારગામ વાલા કનેથી ટપાલ ચાર્જ

તેને વાંચો તે તમારા મીત્ર મંડળમાં વંચાવી આ કીમતી લાભ લ્યો.

પ્રમાણે દરેક ૧૦ ગ્રાહક બનાવનારને ૧૦ ગ્રાહકો સામટી નકલો ૧ વધારે મળશે.

નો રૂ. ૦–૧–૦ વધું લેવામાં આવશે માટે જે સાહેબોની ઇચ્છા હોય તેમણે નીચેના સ્થળે રૂ. ૦–૪–૦ ભરીને નામ નોધાવવાં અને પૈસા ભર્યાની પહોંચ લેવી કે પૈસા વસુલ કરનાર પાસેથી અમારા ઉપર આં વેલી યાદીમાં લખ્યા મુજબ જે તે ગ્રાહકોની બુકો તેમના તરફ મોક લવામાં આવશે અને તેઓ તમામ ગ્રાહકોને પહોંચાડશે. બહારગામ વાળા લોકોએ પોસ્ટેજ સાથે રૂ. ૦–૫–૦ ની ટીકીટો કર્તા ઉપર મોકલવી તથા પોતાનુ સરનામુ લખી મોકલવુ એટલે તુરત પૈસા ભર્યા ની પહોચ મોકલવામાં આવશે તથા બુકો છપાઇ ને આવેથી પરભારી જેને તેને નામે બુક પોસ્ટ કરી મોકલવામાં આવશે.

• હે બંધુઓ આપને ઇશ્વરે જે પૈસા આપ્યા છે તે ફકત પોતા ની જીંદગીનું ગુજરાન ચલાવવા નહી પણ જુદી જુદી પ્રકારનું જ્ઞાન મેલવવા માટે આપેલા છે કારણ જ્ઞાન વડેજ વિશેષ દ્રવ્યની પ્રાપ્તિ થાયછે તો આશાછે કે તમે આ પુસ્તક ખરીદ કરી મલતું જ્ઞાન અવ સ્ય ગ્રહણ કરશોજી.

અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનારનાં મુબારક નામ આ પુ સ્તક અંદર છપાવી અમર કરવામાં આવશે. આ પુસ્તક સબંધી વધુ ખુલાશાની ઇચ્છા રાખનારે કર્તાને રૂબરૂ મલવુ. કે રીપ્લાઇ કયાર્ડ કે અરધા આના વાલી ટીકીટ મોકલી મંગાવી લેવો નોટપેડ પત્ર લેવામાં આવશે નહી.

આ પુંસ્તકની અંદર જાહેર ખબર છપાવનાર પાસેથી એક પૃષ્ટ ના રૂ. ૧–૮–૦ લેઇ છાપવામાં આવશે ઇચ્છા હોય તેણે રૂપીઆ તથા જાહેર ખબર લખી મોકલવી.

**નામ નોંધાવવાનાં ઠેકાણાં.**

**મહેમદાવાદ—અંબાલાલ મોહોનલાલ ગાંધી.**

ઠે. ભાવશાર વાડને નાંકે.

**મહેસાણા—માધવલાલ ઝવેરદાસ મીસ્ત્રી.**

ઠે. સથવારાની અંબાજી માતા નજીકની ખડકીમાં.

**લી. મી. મગનલાલ છોટાલાલ દેસાઇ**

**મુ, પાટણ (ગુજરાત).** ઠે. આહી વાડે ગણપતિની પોળીમાં.